# ટ્રક પર બેઠેલું બતક




લિયોનાર્ડ કેસ્સલર



# ટ્રક પર બેઠેલું બતક



જેક પાસે ઘણા પાળેલા
જાનવર હતા.



એની પાસે એક કૂતરો,

બે બિલાડી,



ત્રણ દેડકા,



ચાર સોનેરી માછલી,




પાંચ સફેદ ઉંદર,



અને છ સસલા ના બચ્ચા હતા!

"જેક," માઁ એ કહ્યું,

"તારી પાસે ઘણા વધારે પાળેલા જાનવર છે."

"પણ માઁ!" જેકે કહ્યું.

"કોઈ પાસે ઘણા વધારે પાળેલા જાનવર હોઈ શકે?"

"હા," માઁ એ કહ્યું.

"તારી પાસે બહુ વધારે પાળેલા જાનવર છે!

ભાઉ-ભાઉ! મિયાઉં! મિયાઉં!

ચીક! ચીક!

મને આવાજ અવાજો સંભળાય છે!"



પોં! પોં!

એ કોઈ પાળેલા જાનવર નો અવાજ ન હતો.

પોં! પોં!

એ એક ટ્રક ના ભૂંગળા નો અવાજ હતો.

જેક ના પિતા નું એક પેટ્રોલ પંપ હતું.

બહાર એક ટ્રક ઉભી હતી.






પોં! પોં!

ટ્રક માં ડીઝલ નંખાવવાનું હતું.

ડીઝલ

જેક દોડીને બહાર ગયો.

બહાર પેટ્રોલ પંપ પાસે એક ટ્રક ઉભું હતું.



એ ટ્રક બતક અને મરઘીઓ થી ભરેલું હતું.

પોં! પોં!

"હું કોઈ મદદ કરી શકું,
પિતાજી?" જેકે પૂછ્યું.
"ટ્રક માં ડીઝલ ભરી દે," પિતાજી એ કહ્યું.
જેક ડીઝલ ભરવા પંપ તરફ દોડયો.

એણે ટ્રક ની ટાંકી માં ડીઝલ ભર્યું.





"ટાંકી ભરાઈ ગઈ છે!" જેકે ડ્રાઈવર ને કહ્યું.

"કુલ ડીઝલ પાંચ ડોલર નું થયું."

"આભાર," ટ્રક ડ્રાઈવરે કહ્યું.

"આ લે પાંચ ડોલર.

એક, બે, ત્રણ, ચાર, પાંચ.

અને તારે માટે એક ડાઈમ!" (દસ સેન્ટ નો સિક્કો.)

ટ્રક ડ્રાઈવર એના બતક અને મરઘીઓ

ને લઈને ત્યાંથી ચાલ્યો ગયો.





કવેક! કવેક!

એ ટ્રક નો અવાજ ન હતો!

જેકે અહીં-તહીં જોયું.

એ અવાજ કોનો હતો?

કવેક! કવેક!

જેકે એક નાનું પીળું બતક જોયું.

એણે એને ઉઠાવી લીધું.





"અરે! તું ટ્રક માં થી પડી ગયું!
એણે કહ્યું.
"ભયભીત નહીં થતું, નાનું બતક.
તું મારુ પાળેલું બતક બની શકીશ."
જેકે વિચાર્યું,
"શું મારી પાસે ઘણા પાલતુ જાનવર છે?"
એણે બતક ને એના ખમીસ ની અંદર રાખ્યું.
"તું હમણાં અહીં જ રહે," એણે બતક ને કહ્યું.
"એ જાણ્યા સુધી કે તું મારી પાસે રહી
શકે છે કે નહીં, તું અહીં જ રહે."




જેક દોડીને ઘરમાં ગયો.

કવેક! કવેક!

નાના બતક નો કેટલો જોરદાર અવાજ!

"ચુપ રહે!" જેકે બતક ને કહ્યું.

"એ શું છે?" પિતાજી એ પૂછ્યું.

"શું શું છે?" જેકે પૂછ્યું.

"પેલો કવેક નો અવાજ!"

"કયો કવેક નો અવાજ?

"પેલો કવેક, કવેક, કવેક!"

"કયો કવેક નો અવાજ?"

"માઁ, તને કવેક નો અવાજ સંભળાય છે?"

જેકે પૂછ્યું.

"કયો કવેક નો અવાજ? માઁ એ પૂછ્યું.

"બતક નો કવેક!" પિતાજી એ કહ્યું.





"જેક, તને કવેક કવેક નો અવાજ
સંભળાય છે?"

માઁ એ પૂછ્યું.

"ક્યુ કવેક કવેક?" જેકે પૂછ્યું.

કવેક! કવેક! કવેક! કવેક!

નાના બતકે અવાજ કર્યો.

એણે એનું માથું બહાર કાઢ્યું.

કવેક! કવેક!



"જેક," માઁ એ કહ્યું.

"તારી પાસે ઘણા વધારે પાળેલા જાનવર છે.

આ બતક ને પાછું આપી દે!"

"હું તો ફક્ત મજાક કરતો હતો, માઁ,"

જેકે કહ્યું.

"જો હવે કોઈ મજાક નહીં," માઁ એ કહ્યું,

"હવે ઘર માં વધારાનું કોઈ પાળેલું જાનવર નહીં!

એ ઊંચા અવાજવાળા બતક ને તુરંત જઈને પાછું આપી દે."



જેક બતક ને એના ટ્રક સુધી
પાછો નહોતો લઈ જઈ શકતો.
એટલે એ બતક ને શહેર માં લઈ ગયો.
એ એક મીઠાઈ ની દુકાન માં ગયો.






"શું તમને એક નાનું પીળું બતક જોઈએ છે?"
એણે મીઠાઈ ની દુકાન ના માલિક ને પૂછ્યું.
"હા, જરૂર," માલિકે કહ્યું.




"અરે વાહ! કેટલું મોટું બતક છે!
એનું માંસ બહુ સ્વાદિષ્ટ લાગશે!"
"તમે એને પકાવીને ખાશો?" જેકે પૂછ્યું.
"એવું નહીં કરો! મને મારુ બતક પાછું આપો!"

એ રસ્તા પર આગળ વધ્યો.





ત્યાં એને એક નાની છોકરી દેખાણી.

"શું તને એક પાળેલું નાનું પીળું

બતક જોઈએ છે?" જેકે પૂછ્યું.

"જરૂર!" છોકરી એ ઉત્તર આપ્યો.





છોકરી ખુશી થી કૂદવા લાગી.

"હા, જરૂર!"

"શું તું એને રોજ ખાવાનું આપીશ?"

જેકે પૂછ્યું.

"હા," છોકરી એ કહ્યું,

"હું એને રોજ ખાવાનું આપીશ."

જેક એના ઘરે પાછો ફર્યો.

એ બહુ ખુશ ન હતો.

"અફસોસ કે હું એ બતક ને

મારી પાસે રાખી ન શક્યો," એણે વિચાર્યું.





"આવજે, નાનું બતક," જેકે કહ્યું.

"કાશ કે હું તને પાળી શકત. આવજે!"

એની માઁ એ પૂછ્યું, "જેક, શું તેં પેલું
બતક પાછું આપી દીધું?"
"હા, માઁ," જેકે કહ્યું. "મેં એને પાછું આપી દીધું."
કવેક! કવેક!
"તો પછી આ કવેક! કવેક! નો અવાજ ક્યાંથી
આવી રહ્યો છે?" માઁ એ પૂછ્યું.
"કયો કવેક! કવેક! નો અવાજ?"
જેકે પૂછ્યું.
"પેલું કવેક! કવેક!" માઁ એ કહ્યું.



"મેં તો બતક આપી દીધું હતું,"
જેકે કહ્યું. "મેં એક નાની છોકરી
ને બતક આપી દીધું હતું."
ત્યાં જેક ને નાનું બતક દેખાયું.
"જુઓ!" જેકે કહ્યું.
"હું જ્યાં જાઉં છું એ પણ ત્યાં આવે છે!"



"ઘર માં વધારા નું કોઈ પાળેલું જાનવર નહીં!"
માઁ એ સખ્તાઈ થી કહ્યું.

જેક ના પિતા એ એને બોલાવ્યો.

"શું તું મારી સાથે આવવા ચાહે છે, જેક?

એક ગાડી ફસાઈ ગઈ છે.

મારે ત્યાં જઈને એની મદદ કરવાની છે."

"જરૂર!" જેકે કહ્યું.

"હું પણ તમારી સાથે આવીશ!"

જેક એના પિતા સાથે ટ્રક માં બેઠો.

"એ ગાડી ને આપણી સખત જરૂરત છે!"

જેક ના પિતા એ કહ્યું.



એ પછી તેજી થી ટેકરી
ની નીચે ઉતર્યા!



એ તેજી થી એક ટેકરી પર ચઢ્યા!

જેક ના પિતા ને થોડા માણસો દેખાયા.

એ એના ટ્રક નું હોર્ન વગાડવા ચાહતા હતા.

પણ હોર્ન વાગ્યું નહીં!

જેક ના પિતા ને લાગ્યું નહીં કે એ

સમયસર ટ્રક ને ઉભી રાખી શકશે.

એ હોર્ન વગાડવા ચાહતા હતા!

પણ હોર્ન સાવ ખરાબ થઈ ગયું હતું!

એ ટેકરી થી નીચે ઉતરી રહ્યા હતા.



કવેક! કવેક!

નાનું બતક ટ્રક માં હતું!

કવેક! કવેક!

"જુઓ!" જેકે કહ્યું.

લોકોએ બતક નો અવાજ સાંભળ્યો,

અને એ રસ્તા માં થી હટી ગયા.



"કેટલું સારું થયું કે તું
અમારી સાથે આવ્યું!" જેકે કહ્યું.
"એ બહુ સારું છે કે તું એક નાનું
બતક છે જેનો અવાજ કવેક! કવેક!
બહુ બુલંદ છે!"



આખરે જેક ના પિતા બ્રેક
લગાવીને ટ્રક ને રોકી શક્યા.
પિતાજી બહુ ખુશ હતા!
જેક પણ બહુ ખુશ હતો.
જેકે નાના બતક ને ઉપાડી લીધું.

લોકો બતક ને જોવા દોડયા.

"આપણું સૌભાગ્ય છે કે બતક ટ્રક પર હતું,"

જેક ના પિતા એ કહ્યું.

લોકો એ કહ્યું, "ટ્રક ના બતક માટે હુર્રરે!"





બતકે ચારે બાજુ જોયું.

"કવેક! કવેક!" બતકે કહ્યું.

"મને તારું કવેક! કવેક! બહુ

પસંદ છે," જેક ના પિતા એ કહ્યું.

"ક્યુ કવેક?" જેકે હસતા-હસતા પૂછ્યું.

"પેલું કવેક!" એના પિતા એ કહ્યું.

"તારા નવા પાળેલા બતક નું કવેક!"

